## દુન્યામાં સૌથી ઉપયોગી ચીજ શું?

# કપડાં!

ભા, બે દિવસ ખાધા વગર ચાલી શકે પણ કપડાં? વગર
એક ઘડીભી નહી ચાલે, ત્યારે સૌથી સરસ





FRESH CONSIGNMENTS
EVERY FORTNIGHT.

## મી૦ ગુલફામનાં વાર્તાનાં રસીલાં પુસ્તકો.

# "ચશમ ચોર" યાને બાગમાં નાગ.

### મહોમદન સંસારની રસીલી વાર્તા—દસ સુંદર ચિત્રો સાથે.

આશક તરફ વફાદર રહેલી ભલી માશુકની શીદાગીરી; પીતા તરફ તાબેદાર રહેલી ઉંચ બુન્યાદ અને અમીરી તોખંમની સુલતાનઝાદીની યકીનદારીનો ચીતાર આ વાર્તામાં આપ્યો છે; પોતાની માશુકને આફતથી બચાવવા અને પોતાના કર્તા માટે, અને પોતાના દેશને માટે જીવના જોખમે સેવા બજાવનારા જવાંમર્દની હીમત, યુકતી અને બાહોશી વાર્તામાં વર્ણવવામાં આવી છે; તોફાની, રમુજી, મસ્તાન પણ સાચ્ચાં સંગીન એોસ્તવાર જીગરના જવાન્યાની પોતાના મીત્ર તરફની લાગણી અને ખાલેસ ખુબીવંતી ખાસ્યતથી મીત્રને મદદ આપવાની રીતીની હકીકત દરશાવવામાં આવી છે; અને તે સાથે વળી નેકીની થતી ફત્તેહ, બદી બદફેલીની હાર, ભલાઇની મોતેબરી, ભુંડાઈની તારાજી, સાચવતની સરસાઈ, હીંમતનું ઈનામ, બહાદુરીનો બદલો વગેરે ખુદાઈ અસલ અખડ નીયમોને અનુસરતી બાબતોને આ વાર્તામાં નીભાવવામાં આવી છે, તેમજ મહઝબ ઉપર એોસ્તવાર યકીનદારી અને તે યકીનદારીની મોતેબરીની ખુબી દરશાવી છે.

**કીંમત રૂ. ત્રણ.**

## દીલસોઝ દોસ્ત.

### સંખ્યાબંધ ચીત્રો સહીત એક રસીલી પારસી સંસારી વાર્તા.

એક ખરેખરો દીલસોઝ દોસ્ત કેવો હોવો જોઇએ તેનું અતી ખેંચાણ-કારક ચીત્ર. ભોલા મીત્રને ધણીઆણી સાથે સુખ ચમનમાં જીંદગી ગુજારવાની જોગવાઈ કરી આપનાર, બીજા દોસ્તના જીગરની આશા પાર પાડનાર, એક ભલી છોકરીને માથેનો ખોટો કાળો કલંક સફા કરનારનું વર્ણન આ વાર્તામાં સમાવવામાં આવ્યું છે. જાતી ઉંચો ખવાસ અને ઉંચ બુનીઆદની ખુબી કેવી પ્રગટી નીકળે છે તેનો બહુજ અસરકારક ખ્યાલ આ વાર્તા ઉપજાવે છે.

**કીંમત રૂપ્યા ત્રણ.**

---

## જરની જંજાલ.

### નીર્દોષ પણ ઉછાછળી છોકરીએ કરેલા ઘોંતાળાની રમુજી વાર્તા.

જર (પઇસા) ની જંજાળ કેવી હોય છે તે તો સર્વે જાણે છે જર નામની છોકરી રમુજી ઘોંટાળાથી જંજાળ ઉભી કરે છે. તેમાં મહોબ્બતનો રસીલો કીસ્સો, ઠગારી ટોળીની ઉલગબરડી, નેક અને ભલી સ્ત્રીઓની સાચ્ચી લાગણી, અને હકતાલાના અદલ ઇનસાફથી સઉને મળતો લાયક બદલો વગેરે બનાવોનો બહુજ તારીફ લાયક સમાવેશ આ વાર્તામાં થયેલો છે.

**કીંમત રૂપ્યા હડી.**

## નવલ નાણાવટી.

### બેહુદ રમુજી પારસી સંસારી વાર્તા.

એક બોબરો પારસી છબરડો કરે છે, એક બેહેરી સ્ત્રી તરેહવાર આટો બાફે છે. એક બોલો ભાલો ગામડયો પોતાની રમુજી ભાષા અને કેટલીક રહેણી કરણીથી સઉને ગમત ઉપજાવે છે, એક નીતિવાન જવાન પારસી છોકરી અસંખ્ય આફત અને જંજાળ વચે બોસ્તવાર રહે છે અને એક ઉત્તમ બુન્યાદ અને ભલી મનશની ધરાવનારો જવાન્યો દુઃખ અને સંકટ વચે જીંદગી શરૂ કરી આખરે ઉંચ હાલતમાં ખીલી નીકળે છે.

એટલુંજ કહેવું પુરતું થઈ પડશે કે મી૦ ગુલફામ પોતે કહે છે કે "મારી સઘળી સર્વથી રમુજી વાર્તાઓમાં નવલ નાણાવટીને એક સર્વથી રમુજી નોવેલ તરીકે હું ગણું છું."

**કીંમત રૂપ્યા ત્રણ.**

## કાળો નાગ.

### નેકીની આકેબત થતી ફત્તેહના પુરાવા આપતી પારસી સંસારી વાર્તા

સાચ્ચી મોહોબત અને ઠગાઇભરી યુક્તિ વચે સંગીન લડત આ વાર્તામાં આવે છે, ૧૪ વરસનું નાહક કેદખાનું ભોગવી આવેલા ભલા નીર્દોષ પારસીએ વેર લેવાના લીધેલા સખ્ત સોગંદ પછી મહોબતની લાગણીને આધીન થઇ તે પોતાની વળણ એવી રીતે ફેરવી નાંખે છે કે આ વાર્તાને તેથી ઉત્તમ પ્રકારની ઝમક આવે છે.

**કીંમત રૂપ્યા હડી.**

બનામે ખુદા.

# ગડબડ ગોટો.

## એક પારસી સંસારી સ્કીટ.

લખનાર: ગુલફામ.

મુંબઇ.



તા૦ ૨૧ મી માર્ચ ૧૯૨૮ (જમશેદી નવરોઝ.)

**A LADY CANNOT BE CALLED ACCOMPLISHED AND CANNOT GRACE HER HOME WITHOUT A KNOWLEDGE OF TAILORING AND CUTTING. IS IT NOT?**

એક બાનુ સીવવાના અને વેતરવાનાં જ્ઞાન વગર
પોતાનું ઘર દીપાવી શકતી નથી, ખરૂં કેની?

# ચાંદાભાઈની એકેડેમી ઓફ
# સાયનટીફીક
# કટીંગ અને ટેલરીંગ.

હીંદુસ્તાનમાં આ પહેલી અને એકલીજ એકેડેમી છે જ્યાં
વેલાતમાં પાસ થઇ ડીપલોમા ધરાવનાર બાનુ શિક્ષણ
આપે છે. સાયનટીફીકલી અને મેથેમેટીકલ રીત
પ્રમાણે અપાતાં શિક્ષણની રૂઢી ઘણીજ
સેહેલી અને તદન ભરૂસા પુર્વક છે.

## ફી સરવેને પાલવે તેવી રાખી છે.

**શીખવવાના દીવસો સોમ, બુધ, શની ૩ થી ૬ વાગા સુધી.**

ઠેકાણું:—

**મોતીવાલા બીલડીંગ, ગોવાલીયા ટેંક રોડ–મુંબઇ.**

# રંગ ભુમીના રંગારીઓ.

**બેહલીભાઇ દાવર**—એક સારી ગુંજાશનો ભલો ઉમરે પુગેલો શેઠીયો—ઉમર ૫૦ વરસની.

**જીલુ**—બેહલીભાઇની બેટી—ઉમર ૨૦ વરસની.

**કાવશ મોદી**—બેહલીભાઇના કુટુંબનો દોસ્ત.

**ખુરશેદ ખરાસ**—ભલો સદગુણી જવાન્યો—ઉમર ૨૪ વરસની.

**સોલીભાઇ**—પેસતનજી સુબેદારનો દીકરો; ઘસેલો—ઉમર ૩૦ વરસની.

**પેસતનજી સુબેદાર**—સોલીભાઇનો પીતા—ઉમર ૬૦ વરસની.

Printed by Mr. P. C. Appoo, at The New Art Printing Press, 204-226,
Mapal's Compound, Bora Bazar, Fort, Bombay, and
Published by Mr. Jehangir N. Patel, Panalal House,
Parsi Bazar, Fort, Bombay.

૨૩૯૧૭

બનામે ખુદા.

# ગડબડ—ગોટો.

---

## ડ્રોઈંગ રૂમ.

(જીલુ ગાતી બેઠી છે.)

### ગાયન ૧ લું.

જીલુ- તું પરવર જગ પીતા,
જગતના તું માળી:—તું પરવર
કાપી કષ્ટ રાખી શરમ
કરમ કરજે વાળી:—તું પરવર
સુખ સંપતના બાગની
નીભાવજે તું ડાળી
ભવ સાગરની નાવ તુફાની
પાર ઉતારજે મારી:—તું પરવર.

જીલુ—પરવર પર જાન મારો નીસારી રહેવશ,
નેક કામો સદા હું વિચારી રહેવશ.
પાપોને હંમેશાં વીસારી રહેવશ,
ભલાઇની માંગણી વધારી રહેવશ.
દુખે ને સુખે યાદ કરી પરવર,
તેનેજ હું ગણુસ મારો રાહબર.

(જીલુના પીતા બહેલીભાઇ આવે છે.)

**બહેલીભાઇ**—આજે તું થાવી થોકી ને એસકી થઇ તે જોઇને મને ઘણું ગમયું. પેલો સોલીભાઇ આજે હંઇ આવશે તેની સાથે તું

મલી ભેટી હસી બોલીને વાત કરજે; ને નહી તો ચેડી ચવીત્રી બનીને તેની લેવડી ઠેકડી ના કરતી.

જીલુ—નહિરે પપા, એવી તે હું કાંઈ ગાંડી છું કે પારકા માતીડાની લેવડી કરૂં.

બહેલીભાઇ—એ પારકો શાનો, એ તો હવે આપરો પોતીકો થવાનો. એ મારો જમઇ થવાનો ને તારો હસબંદ થવાનો તો પછી પારકો શાનો?

જીલુ—પણ પપા ડીઅર, મેં તે સોલીભાઇને નથી જોયો, તમે તેને નથી જોયો ને બસ નકી કરી દેવોછ. એ શું?

બહેલીભાઇ—પન જીલુ દીકરી હું એને કયાંથી જોઉ? એ તો કરાંચીથી કાલેજ મુંબઇ આયો ને આજે હયાં આવવાનો છે.

જીલુ—એ કેવો છે કેવો નથી તે કોણ જાણે? ગોરો છે-કારો છે-જેનટલમેન છે-લોફર છે?

બહેલીભાઇ—અરે હવે માણુસ જેવો માણુસ હોસે. કંઈ સીંગડા તો નહિ હોસે કે પૂછડું તો નહિ ઉગ્યું હોસે?

જીલુ—પણ રીતભાત કેવી હોશે! કંઇ બધા માણુસની રીતભાત એક સરખી હોયછ? તે જાન્યા જોયા વગર કબુલ કરી દેઇએ?

બહેલીભાઇ—આજ કાલના પોરયાંઓ ઘરડાઓને શીખામન દેવા નીકલયાંછ.

જીલુ—પપા હું શીખામન નથી દેતી, હું તો તમુંને યાદ આપુંછ કે લગ્ન કરવાના છે. કંઈ બજારમાંથી ભાજી તરકારી વેચાતી લેવાની નથી.

બહેલીભાઇ—એ છોકરો ઘણો મજાહનો હોવોજ જોઇએ. એનો બાપ પેસતનજી સુબેદાર મને કેહછ કે છોકરો ઘણો મજાહનો, હુશીઆર, ખુબસુરત બહાદુર ને હીમતવાન છે.

જીલુ—(હસીને) કાણી ધીને કોણ વખાને? તેની માય વખાને. તેમ

એના બાપે એની વખાણ કીધી. વાંકો ટીકો ઉંટ જેવો હોશે તોબી એના બાપને એ સીધો સરોવર જેવો લાગતો હોશે.

**બહેલીભાઇ**—હું એમ નહી કેહતો કે તું એને એકદમ કબુલ કરી દેજે. એને જો, વાત ચીત કર ને પછી પસંદ પડે તો હા કેહજે. પછી તુંને નહી ગમશે તો બીજે ઠેકાણે નજર કરશું. એના બાપ સો.

**જીલું**—એમ તમે કેહોછ પપા-તારે મારો જીવ નચીંત થયો. મારી મરજી રાખશો કે નહી પપા ડીયર?

**બહેલીભાઇ**—એક વખત નહી, એક લાખ વખત. તું માય વગરની એક પુરી દીકરી તેને નારાજ થવા દેવું કે?

**જીલું**—જીવતા રેહજો પપા—મારા પપા—મારે માથે જીવતા રહેજો. (ઓવરના લેછ.)

**બહેલીભાઇ**—મને તો લાગેછ કે કરાંચીમાં રહેલો ને બાહાર ગામમાં વસેલો તે ઘણોજ મજાનો છોકરો હોશેજ.

**જીલું**—પણ પપા-પેસતનજી સુબેદાર-અહીં આવેછ ત્યારે તો હચમજી જેવો લાગેછ. એતો ભાભર ભુજાં જેવો ફરેછ. તે દીકરો તો તેવો નહી હોય?

**બહેલીભાઇ**—અરે મારી દીકરી, એ તો જુના વીચારનો જુનું માણસ-ઓલડ-ફેશન છે. બાકી દીકરો તો એશકી ખરેઘાટ હોશે. તું જોજે તો ખરી.

**જીલુ**—ઠીક છે. જોઇશું ને પછી મત બાધશું.

**બહેલીભાઇ**—એમજ કરશું. ચાલ હવે હું જરા ભણવા બેસુંછ. આપરા પડોસી કાવસ મોદીનેબી મેં બોલાવ્યોછ. તેબી ઓય આવતો હોશે. તું ભણી કે દીકરા?

**જીલુ**—હાજી-હમણુંાજ ભણી ઉઠી.

બહેલીભાઇ—યાદ રાખજે જીલુ મારી દીકરી આપરા મોતેબર મહઝબના ત્રણ ઓસતવાર ફરમાન મુજબ ચાલશે તો સદા સુખી થશે.

મનશની લબઝ કરીને યાદ
કર ભલા વીચાર હમેંશ.
ગવશની લબઝ કરીને યાદ,
સાચનો કર ઉચ્ચાર હંમેશ.
કુનશની લબઝ કરીને યાદ,
નેક કરજે તું કાર હમેંશ.
થશે તારી ઉમેદો સઉ,
ફતેહ સાથ પાર હમેંશ.
ખરૂ બોલશે નેકી ધારશે,
ભલાઇજ રાખશે વીચારી તું.
થશે ખાસો આમ વચ્ચે ને,
પરવરની બી પ્યારી તું.

## ગાયણુ ૨ જું.

જીલુ—મનશની છે ભલા વિચાર, ગવશની છે નેક બોલ,
કુનશની છે શુભ કાર, કર ત્રણે બોલોનું તોળ.
બંદગી અવસ્તાની તું ભણી લેજે,
પાક દીન પર દીવાની તું બની રહેજે.
થયો ન થાશે આ જગમાં કોઇ એવો રહેબર,
ન જનશે કોઇ માદર, એવો ફીલસુફ પેગંબર.
જીંદગી કરૂં કુરબાન તુજ પરે, ઓ–જરથોસ્ત!
તારા જેવો ન થશે દીન દુન્યાનો દોસ્ત.

આપવા જગતને રોશની, ભલે જનમ્યો મા જાયો,
જેણે રચ્યો અશોઇ ઉપર, પાવત્ર દીનનો પાયો.
બાલ કરતાં બારીક છે, જરથોસ્તી મહુજબ,
જેની ફીલસુફી પર છે, સઘળાઓ અજબ.
એજમતી છે એવાં જરથોસ્તી દીન ને કલામ,
ઘઉંમાં કાંકરા છતાં પારસીએ કાઢયું જગતમાં નામ.
હું મગરૂર, હોવા માટે એક જરથોસ્તી,
જેની રહી છે, ને રહેશે ચંદ્રાકાળ વસ્તી.

(બહેલીભાઈ જાય છે)

જીલુ—મરેરે એબી ખેમાનજતો—એ સોલીબઇ સુબેદાર—કેવોક હોશે. એટલો સધીયારો છે કે મારી કુટીને કોઇ ઓરૂં મારે ગરે ઓરવવાની ધારણા પપા રાખતા નથી.

(કાવસ મોદી આવે છે)

કાવસ—ગુડ ઇવનીંગ—મીસ જીલુબાઇ દાવર. કેમ છેઓ ?

જીલુ—આવો આવો મી૦ કાવસજી મોદી; સારી પેથે છઇએ—પપાને મલવા આયા હોશો.

કાવસ—હા, મીસ દાવર. તમારા પપાએ મને આજે ખાસ બોલાવીયોછ.

જીલુ—તે પપા તો ભણુવા બેઠાછ.

કાવસ—કાંઇ ફીકર નહી. હું બેસુછ. મને ઉતાવલ નથી. મને કેથે જવું આવવું બી નથી.

જીલુ—તારે તમે બેસો—આય પેપર વાંચો. પપાને હું કેહુંછ કે તમે આયાછ

કાવસ—હમના કાંઇ ઉતાવલ નથી જો. કેહજો કે ધીરેથી આવે.

જીલુ—વારૂજી.

(જીલુ જાય છે ને કાવસ ન્યુઝ પેપર વાંચે છે.)

કાવસ—(પેપર વાંચે છે)

"સીગન પોરની ખબર". દાકટર જડીબુટ્ટી રીતાયર થયા. તેવણુને મલેલું માન પત્ર—માનપતરનો જવાબ આપતાં દાકટર રડી પડીયા" એત તારી! દાકટર રડી પડીયા—તો કાય નહીં રડી પડે? બીચારાએ સીંગન પોરમાં કચકઇ માણુસોને ઉટવૈદું કરીને સુવાડી દીધા હશે, તેની યાદ આવવાથી—દીઓ તણાઇ આયો હોશે.

(ખુરશેદ—ખરાસ ધભરાતમાં દોડતો આવે છે.)

ખુરશેદ—કહાં નાંહસુ? કહાં છુપાઉં!

કાવસ—ઓ—હલો—ખુરશેદ ખરાસ, તું કહાંથી આવી લાગો?

ખુરશેદ—(કાવશનું મોહનું પકડીને) ચુપરે—ચુપ આસતે બોલ. આસતે બોલ.

કાવશા—પણ છે શું? એમ ધભરાયછ શાનો?

ખુરશેદ—અરે તું આસતે બોલરે યાર, ખુદાને ખાતર આસતે બોલ (બારી વાટે જોઇને) ગીયા, ચાલ્યા, યા ખુદા હવે નચીંતાઇ થઇ.

કાવશા—પણ છે શું? કઇ સમજ પડે? એમ ધાબરો—આહવરો કેમ થઇ ગીયોછ?

ખુરશેદ—મને પકડવા આયાતા?

કાવશજી—પકડવા? તુંને? કાંય? કોણુ?

ખુરશેદ—તું આસતે બોલરે બાપુ આસતે બોલ, કોઇ સાંભલશે તો પીડા થશે.

કાવશા—પણુ તુંને પકડવા કોણુ આયુ?

ખુરશેદ—બેલીફ.

કાવશ—બેલીફ? કાંય? તેં કરજ કીધુંછ!

ખુરશેદ—પારકી પીડા ગળે વલગીછ. પેલા ધનજી દમોરીનો હું જામીન થયો ને તેણે એક હજાર રૂપ્યા કહડાવ્યાને તે તો હવે નાસી ગીયો

કાવશ—અરે એવું હોય તો મને કહેની દોસત, હુંબી રૂપ્યા કહડાવુંને તું જામીન થા.

ખુરશેદ—સાંભલરે યાર, તું ઠઠ્ઠા મશકેરી નાં કર, તે નાસી ગીયો ને માંગનારે મારી સાંબે ડીક્રી મેળવીછ ને મને પકડવા આયોછ.

કાવશ—પણ તારી માસી તો તવંગર છે; ને તારી માસીએ તુંને દીકરો કરી લીધોછ.

ખુરશેદ—પણ માસી મુવાં દાધાબળ્યાં મુવેલાં છેની? તેવણ જો જાણે કે મેં આવું ડોહરૂં ડોહવ્યુંછ તો ખાસરૂં કહાડીને મારે.

કાવશ—હવે બેચાર ખાસડાં ખાઈ લીધાં! તેં હમના સુધીમાં ખાસડાં કહાં નથી ખાધાં કે તુંને નવાઇ છે.

ખુરશેદ—તે તો હવે એમજ કરવું પડશે. માસી આગળ રડી તતરી પડશને કાલાવાલા કરીને દેવું ભરી દેવશ, પણ તેટલાં તો નાસવું ભાગવું પડશે. પણ બેરાદર કાવશ આએ ઘેર કોણનું?

કાવશ—આએ ઘેર મી० રતનશાહ દાવરનું.

ખુરશેદ—હવે હું વટી જાઉંછ....બેલીફ તો ગીયો.

કાવશ—અરે ઉભો રહે-ઉભો રહે-પેલો બહેલીભાઇજ આવેછ. જલદી આએ ઓરડામાં ભરાઇ જા. જલદી કરની તો યાર.

ખુરશેદ—પણ એ મને જોશે તો?

કાવશ—જોશે તો બેચાર ખાસડાં મારશે: જાણે એટલાં તારા નસીબમાં વધારે.

ખુરશેદ—પણ એ—

કાવશ—એબી નહિને તેબી નહિ જા અંદર.

(એક બીજા ઓરડામાં ખુરશેદને કાવશ ધકેલી દે છે–બહેલીભાઇ આવે છે–કાવશ અને બહેલીભાઇ વચેની વાતચીત ખુરશેદ ચીમાઇને સાંભળે છે.)

**બહેલીભાઇ** શું છે? કાવશબા, એમ દોરનો કાંયે ફરેછ?

**કાવશ**—એ તોજી–એમ છે કે–વાલકેશવરથી મટુંગા સુધી ચાલવાની સરતમાં હું ઉતરવાનો છેઉ–તેની જરા પ્રેકટીસ કરૂંછ.

**બહેલીભાઇ**—તે ભલા આદમી પ્રેકટીસ કરવાની બીજી જગા તુંને મલીજ નહીં કે?

**કાવશ**- પણ બહેલીભાઇ શેઠ, તમે મને બોલાવ્યો કાંય?

**બહેલીભાઇ** -જોની બા, મારો દોસ્ત પેસતનજી સુબેદાર છેની?

**કાવશ**- હા–હા ઓળખ્યો–પેલો કરાંચીવાલો સુબેદાર.

**બહેલીભાઇ**—તેજ–તેનો દીકરો સોલીભાઇ ગઈ કાલે મુંબઇ આયોછ. તે સોલી સાથે મારી જીલુને ગોઠવી દેવાનો મારો વીચાર છે.

**કાવશ**—ઘણો સારો વીચાર છે. જીલુ હવે દહારે વારેની થઇ તે ગોઠવવી જોઇએ.

**બહેલીભાઇ**—એ સોલીને આજે ચાર વાગે અહીં બોલાવ્યોછ. તે દીકરા કાવશ તુંબી અહીંજ રહેજે.

**કાવશ**--તે હું રહીને શું કાંદા કાપવાનો છેઉ?

**બહેલીભાઇ** -એ સોલી ને જીલુ જરા રતી એખલાં પડેને વાત ચીત કરે એવી મારી મતલબ છે, તું જો હોય તો તારી સાથે નાક ટીપકી રમવાને મસે તારી સાથે બીજા ઓરડામાં જઇને બેસું ને તે બેઉ અહીં એખલાં પડે તો વાતચીત કરે.

**કાવશ**—ગોઠવણ તો ઘણી સારી છે. તહારે હું બી થોભીજ જાવુંછ.

**બહેલીભાઇ**- ઠેંકયુ વેરી મચ, ચાલ ચાલ, મેં ગામથી ગોળકેરીનું અચાર મંગાવ્યુંછ તે ચાખી જો.

કાવશ—(મનમાં) અહીં પેલા ખુરશેદનું આંઠરૂં ભરઇ જશે તેનું કેમ ?

બહેલીભાઇ—એ સોલી છોકરો સારો હોશે ને જીલુને ગમશે તો હું એમજ સમજશ કે મારા વડાવાનાં પુન આડે આયાં.

(બંને જાયે છે ખુરશેદ બહાર આવે છે.)

ખુરશેદ— મને બી એમજ લાગેછ કે મનેબી મારા વડાવાના પુન આડે આયાં તે અહીંથી છુટકારો થયો, આએ ઓરડામાં તો બધી દારૂની બાટલીઓ છે. બ્રાંન્ડી, વીસકી શેરી, પોર્ટવાઇનનું જાણે એકઝીબીશન ભરયુંછ. આપરે તો ટીટોટલર તે જરા રતી શેરી પીધો. આએ કોઇ સોલીભઇ સુબેદાર આવવાનો છે તેની સલામતી લીધી. હવે અહીંથી વટી જાવું. આપરા વડાવાના પુન જડયાં (અંદર જોઇને) અરરર, વડાવાના પુન જડવાને બદલે આપરાં પોતાના પાપ નડેલાં લાગેછ. આએ દુકતી કહાંથી નીસરી આવી ?

(જીલુ આવે છે ને ખુરશેદને જોય છે.)

જીલુ—આવોજી આવોજી; તમેજ મી૦ સોરાબજી સુબેદાર કે ?

ખુરશેદ—હાજી-હાજી-હું તેજ (મનમાં) માર્યા ઠાર ! હવે તો ઉલટું સુલટું બોલીને ઢીંગડાં દાંડયાં કરવાં પડશે.

જીલુ—(મનમાં ખુશ થઇને) દેખાવે તો સારો છે. એવોજ સારો રીતે ભાતે ને ચાલચલણે હોય તો કેવું સારૂં.

ખુરશેદ—(મનમાં) છોકરી તો મજાહની હેન્ડસમ પ્રેતી છે.

જીલુ—જી, તમે ચાર વાગે આવવાના ઉતા તે ત્રણ વાગે કાંય આયા ?

ખુરશેદ—(મનમાં) મારૂં માથું ફોડવા (મોટે) તેજી મારા ઘેરનું ઘડિઆળ ફાસ્ત હોશે તે—

જીલુ—હં-હં-તમે કરાંચીથી આયા તે પછી તમારૂં ઘડિઆળ પાછું માંડયું નહીં હોશે.

ખુરશેદ—એમજજી-એમજ થઇ ગીયું (મનમાં) અહીં માર. ભેજાંનું ઘડીઆળ અટકી પડયુંછરે મારા બાપ.

જીલુ—(મનમાં) મને જોવાને ઇંતેજાર થયો હોશે તેથીજ જલદી દોડી આવેલો લાગે છે. (મોટે) બેસોનીજી, તમારી હેટ-મુકો અહીંયા.

(હેટ એક ટેબલપર મુકે છે અને બંને એક કોચપર બેસે છે.)

ખુરશેદ—(મનમાં) બુઢો નાક ટીપકી રમવાનો છે તે અગાઉ મારૂં નાંખ કપાઇ ચાલ્યું.

જીલુ—તમે કરાંચીમાં શું ધંધો કરોછ?

ખુરશેદ—(મનમાં) આખું ભાંજીને આટો કરૂંછ (મોટે) સુકી માછલીના પાંખ પુછડાંનો વેપાર કરૂંછ.

જીલુ—(હસી પડીને) તમે આવા ડીસંટ જેટલમેન થઇને એવો એબીઅલ જેવો વેપાર કાંય કરતા હોશો?

ખુરશેદ—જોવનીજી—એ તો વેપાર ધંધામાં શરમાવાનું નહીં (મનમાં) દુકતી તો ક્રાસ એકઝામીનેશન ચલાવેછ.

જીલુ—(મનમાં) બીચારો બોલતાં કેવો શરમાયછ? (મોટે) કરાંચીમાં તમારૂં પોતાનું ઘેર છે કે ભાડેનું ઘેર છે?

ખુરશેદ—હાજી—અમારાં તો બે ઘેર છે. (મનમાં) કરાંચી જોયુંજ નથી તો ઘેર કીયા બાપનું લાવે.

જીલુ—તે એક ઘેર ભાડે આપ્યું હોશ?

ખુરશેદ—હાજી એક ઘેર ભાડે આપ્યુંછ (મનમાં) હમનાંતો મારૂં કાતયું ભાડે આપ્યુછ.

જીલુ—(રૂમાલ સાથે રમતાં રમતાં શરમાઇને) તમે આજે અહીં કાય આયા વારૂં?

ખુરશેદ—બેલીફની ડીકીથી જીલઇ—અરે નહીરે મકુંજે.

જીલુ—નહી—નહી—અચકાવોના—બહેલીભઇની દીકરી જીલુ તે હુંજ.

ખુરશેદ—હાજી—હું એમજ કહેતો તો (મનમાં) ગડબડ ગોટો થયાજ કરેછ. છુટકારો કયારે થશે?

જીલુ—(મનમાં) બીચારો કેવો નવરસ થઇને સરમાયછ (મોટે) તમારાં માયજી હમણાં કહાં છે?

ખુરશેદ—નસારી ગીયાંછ.

જીલુ—નસારી? તેવણુતો કરાંચી ઉતાંની?

ખુરશેદ—તે નસારી દોઠલાં માંડવા ગીયાછ (મનમાં) મારાં પોતાનાં ડોસલાં હું ઇ મંડઇ ગીયાં.

જીલુ—પન હમનાં મુકતાદના દહાડા નથી ને એમ કેમ?

ખુરશેદ—તે અમે ફસલી સાલના ડોસલાં માંડીયેછ (મનમાં) નાલ્યું હાંકવાનું ગાડું હવે અટકી જવાનું.

જીલુ—એ ફસલી સાલની મને સમજબી નથી ને ગણત્રીબી નથી.

ખુરશેદ—(મનમાં) તુંને સમજ નથી તેમાંજ મારી આબરૂ રેહી.

[બહેલીભાઇ અને કાવશ આવે છે.]

કાવશ—(ખુરશેદને જીલુ સાથે બેઠેલા જોઇને મનમાં) અરર—એ શેતાનજાદો અહીં કહાં ઠસી ગીયો?

બહેલીભાઇ—ચાલની દીકરા જીલુ—ચાહેની તૈયારી કરવા આવતી નહીં કે?

જીલુ—આએ મી૦ સોરાબજી સુબેદાર આયાછ તેવણ સાથે વાતે બેઠીતી તે ચાહેની વાત ભુલીજ ગેઇ.

ખુરશેદ—(મનમાં) ને હું મારો સુધલો ભુલી ગીયોછ. (મોટે) સાહેબજી મુરબીજી.

બહેલીભાઇ—(ખુરશેદને જોઇને, ખુશ થઇને, તેનો બરદો ઠોકીને) ઓ માઇ ડીઅર બોય, તારો બાપ પેસુ કેહતો તો તે ખરૂંજ નીવડયું, યુ આર એ વેરી ગુડ હેન્ડસમ યંગ મેન.

ખુરશેદ—ઠેંકયુ સર.

કાવશ—(મનમાં) એનું નખોદ વરેરે એનું! એ અહીં શાનો હમણા સુધી દમકયા કરતો હોશે? વાત તો ઘણી બેહકી ગયેલી લાગેછ.

બહેલીભાઇ—અરે આવની કાવશ; આએ આપરા સોલીભાઇ સુબેદારને મલની, દીકરા સોલીભાઈ, આએ અમારા પડોશી મી૦ કાવશજી મોદી.

ખુરશેદ— (કાવશ સાથે શેકહેન્ડ કરીને) આઇ એમ વેરી ગ્લેડ તુ મીટ યુ.

કાવશ—ને હુંબી તમુને જોઇને ઘણો ખુશી થયો મી૦ સુબેદાર.

(રતનશાહ અને જીલુ વાત કરે છે તેટલામાં ખુરશેદ અને કાવશ બાજુએ જાય છે.)

કાવશ- નખોદના ગયેલા, તેં આએ શું કચુબર કરી મુકી?

ખુરશેદ—કઇબી કરીને મારો છુટકારો કરની.

કાવશ—હવે તો પાંચ દશ મીનીટ થોભી જા.

બહેલીભાઇ—એમ આવ, કાવશ, એમ આવ, તુંને કાંઈ વાત કેહું.

(કાવશ રતનશાહ બાજુએ જાય છે તેટલામાં જીલુ ખુરશેદ સાથે વાત કરે છે.)

કાવશ—શું કહોછ શેઠ?

બહેલીભાઇ—બધું કામ પાર પડે તેવો મામલો લાગેછ.

કાવશ- તેવોજ મામલો લાગેછ.

બહેલીભાઇ--જીલુને શોલીનું જોડું કેવું મજાહનું લાગશે? બેઉ શોભી રહેછ.

કાવશ—હાજી બેઉ શોભી રહેછ.

બહેલીભાઇ હસી હસીને બેઉ વાત કેવાં કરેછ? એ જોઇને મારો જીવ ખુશી થાય છે,

કાવશ--હાજી જીવ ખુશી થાયછ (મનમાં) નખોદ ગીયો તો લેહરમાં આયોછ, અરરર રાસકલે તો હાથબી હાથમાં લીધો.–ઉંહ–ઉંહ–ઉંહ.–

બહેલીભાઇ--(ખુરશેદ અને કાવશને) તમે બેઉ અહી બેસો, વાતચીત

કરો–તેટલાં જીલુ દીકરા આવ આપરે જઇને ચાહે બીસકીટની ગોઠવણુ કર્યે–ચાલ દીકરા જીલુ.

જીલુ—હા ચાલો પપા. મી૦ સોરાબજી તમે બેસજો હું–શરમાતાના. ઘેર તમારૂંજ સમજજો. મી૦ મોદી તમે એવન સાથે વાતચીત કરજો.

ખુરશેદ—હેં કયું મીસ દાવર (મનમાં) હેં કયું સીવાય બીજુ બોલુબી શું?

જીલુ—(ખુરશેદને) તમે કોફી પીશો કે ચાહે?

ખુરશેદ—જે હોસે તે ચાલશેજી.

જીલુ—નહીં–નહીં એમ શરમાવો ના. મારા હાથે તમો કેવો તો ચાહે બનાવું ને કેહવો તો કોફી બનાવું. મારા સમ જો કેહો.

ખુરશેદ—તમે કેટલી તસદી લેવોછ? માફ કરજો. હું ચાહે પીવસ.

કાવશ—(મનમાં) હમનાં સુધીમાં બચ્ચા તે થોડી ચાહે પીધીછ?

જીલુ—હું એવી સરસ ચાહે બનાવશ કે તમારો જીવ ખુશી થઇ જાય.

બહેલીભાઇ—લે હવે ચાલ–બધુ હું સમજુછ.

કાવશ—(મનમાં) ને હુંબી બધું સમજુછ.

ખુરશેદ—(મનમાં) એક મારીજ સમજ શકતી ઉડી ગેઈછે.

(બહેલીભાઈ ધ્યાનમાંજ કાવસનો હાથ પકડી ખેંચી જાય છે, જીલુ ખુરશેદ ગાય છે.)

## ગાયણ ૩ જું.

જીલુ—ચાહ તમને હું ચહાથી પીવડાવું,
ચહાના ચહામાંથી ચાહ બનાવું.
ખુરશેદ—(હેંકયુ) ઉપકારી જીગરથી હું થાવું,
તે ચાહને ચહાથી હું ચહાવું.
જીલુ—ખરા ચહાની ચાહ હું નખાવું,
ગરમ જીગરનું પાણી નમાવું.
(ગમશેની?–જરૂર.)

મહોબત મીઠાશની સક્કર પીઘલાવું,
પ્રેમ દુધ હું પ્યારથી નખાવું:—ચાહ.
**FORGET-ME-NOT** નુ પ્યાલું હું લાવું,
જેથી તમ જીગરથી હું ન વીસરાવું.
(વીસરશો કે?-**NEVER.**)

ખરારૂ—તે ચાહ પર દીવાનો હું થાવું,
જીવતાં જીવત બહેસ્તમાં જાવું.

(જીલુ જાય છે, કાવશ આવે છે.)

**કાવશ**—પણ તું શાનો અહીં ડોહવાયા કરેછ? કરામન પડેલો ગીયો કાંય નહીં હોશે?

**ખુરશેદ**—પણ કહાં જાઈ મરૂં! બધી તરફથી હું તો ઘેરાઇ ગીયોછ.

**કાવશ**—પણ તેં એમ કાંયે કહયું કે તું સોરાબજી સુબેદાર?

**ખુરશેદ**—મે કહાં કહયું? જીલુ પૂછવા લાગી કે તમે સુબેદાર? તે મેં કહયું કે હાજી હું સુબેદાર.

**કાવશ**—પણ હવે કાંઈ ઉપાયે દેખાડની?

**ખુરશેદ**—લે, મને કેહછ કે ઉપાય દેખાડ; તુંજ કાંઈ યુકતી અજમાવની.

**કાવશ**—કંઇબી કરીને હવે તું હંઇથી જા; તુંને જવુંજ જોઇએ. તું જોતો નથી કે પેલી દુકતી તારી ઉપરથી ઓઢઈ પંથરાઈ જાયછ.

**ખુરશેદ**—ને ખરૂં પૂછાવે તો દોસત કાવશ મનેબી મકુંજે—મનેબી—

**કાવશ**—તુનેબી શું?

**ખુરશેદ**—એ ગમેછ.

**કાવશ**—એ તું એમ શું કરેછ? અહી કહાં ગળે પરવા આયો?

ખુરશેદ—બની શકે તો એ છોકરીને મારી સાથ ગોઠવી આપ.

કાવશ—બેલીફ તારે સારૂ ડીક્રી લેઇ આયો ને તું આએ વેરની દીકરીને ગળે પડેછ? વાત ઘણી ગંભીર છે જો—

ખુરશેદ—ને વાત જરા કોમીકબી છે.

કાવશ—હવે તારે અહીંથી જવુંછ કે નહિં?

ખુરશેદ—જવાતો માંગુછ પણ કેમ જાવું?

કાવશ—વળી પગે ચાલીને જવાનું—તારે સારૂ શું અહીં ઓરડામા મોટરકાર લઇ આવું?

ખુરશેદ—અહીં આયો તારે નાહલો ઉતો,
હમણા મોટો થઇ ગીયો;
મોહબ્બતની લાગની પેદા થઇ, પણ
ગડબડ ગોટો થઇ ગીયો.

કાવશ—અહીં આયો તાહરે નાંખ ઉતું,
હમના નકટો થઇ ગીયો,
કોઇનાં ઘરમાં ગળે પડયો,
ને ગડબડ ગોટો થઇ ગીયો.

ખુરશેદ—આંખ બંધ ઉતી મારી,
હવે હું જોતો થઇ ગીયો,
પરી સુરતને જોઇ મેં,
પણ ગડબડ ગોટો થઇ ગીયો.

કાવશ—ફુટી જશે જલદી બચ્ચા,
જે ઠગાઇનો પરપોટો થઇ ગીયો,
કમબખત મારે માથે પડયો,
ને ગડબડ ગોટો થઇ ગીયો.

ખુરશેદ—હસતો રમતો આયો તો અહીં,
હવે તો હું રોતો થઇ ગીયો,
દીલ લાગી ગીયુંછ મારૂં,
અરે? અરે? ગડબડ ગોટો થઇ ગીયો.

કાવશ—રડી મર કે તતરી મર,
પણ મારો ફજેતો થઇ ગીયો,
જા હવે સટકી જા,
બધો ગડબડ ગોટો થઇ ગીયો.

ખુરશેદ—લે-તાહરે હવે જાવુંછ (જવા કરે છે તેટલામાં અંદર જોઇને) પણ આએ વનવાઘલું કોણ? (સોલીભાઇ સુબેદાર આવે છે.)

**સોલી**—સાહેબજી શેઠયાઓ, બેરાદરો સાહેબજી, દોસત આસનાવો સાહેબજી, મુરબીજીઓ સાહેબજી, ખાને આબાદો સાહેબજી, શેઠ સાહુકારો સાહેબજી, દોલત જીયાદા—

કાવશ—અરે પણ બોલતો મુગો રહેશે કે નહી? તું છે કોણ?

**સોલી**—મને નહીં ઓલખતા? હું મારા સસરાના ઘેરમાં આયોછ, અદરાવા આયોછ, પરનવા કહેશો તો પરનીને જવશ, તમે કહેશો તો ઘેર જમાઇ થઇને રહેવશ; તમે કહેશો તો હેલ મજુરીબી કરશ, તમે કહેશો તો—

ખુરશેદ—મુંગો રેહ બાપુ મુંગો રેહ-તારૂ નામ શું?

**સોલી**—સેવકનું નામ મી૦ સોલીભાઇ સુબેદાર.

ખુરશેદ, કાવશ } સત્યાનાશ-એ મંગળ મુરત કહાંથી આવી?

**સોલી**—સેવક કરાંચીથી આયોછ, સેવક પરણુવાની ઉમેદવારીમાં છે. સેવક સસરાને જોવા માંગેછ, સેવક મીસીસને મલવા માંગેછ, સેવક સાસરૂં ઘેર તપાસવા માંગેછ, સેવક—

**કાવશ**—મુઓ તું સેવકનો થતો, નખોદ ગીયો બોલેછ બોલેછ તે જાણે મશીન ચાલેછ.

**સોલી**—તમે એમાં મારો સસરો કીયો-તું કે તું-તમો એમાં મારા સસરાનો દીકરો કીયો? તું કે તું? તમે એમાં મારી ડાલી કોણ ધરશે? તું કે તું? તમો એમાં મારી સાથે લગન કોણ કરશે? તું કે તું?

**કાવશ**—આએ બુબખતો તદનજ ઘસેલો છે.

**ખુરશેદ**—ને એવાને જીલુને વાસ્તે શોધી કહાડયોછ?

**બહેલીભાઇ**—(અંદરથી) ચાલો આવો-ચાહે તઇયાર થઇ, પધારો.

**સોલી**—એ અંદરથી કોણ બોલ્યું? નોકર બોલ્યો કે ચાકર બોલ્યો? શેઠ બોલ્યો કે વાનોતર બોલ્યો, બાઇ બોલી કે આયા બોલી? વાઇફ બોલી કે ડૉટર બોલી? સાસુ બોલી કે નરણ બોલી?

**ખુરશેદ**—અરે એતો બકયાજ કરશે: ચાલની, આપુને બોલાવેછ તે જઈએ.

**કાવશ**—પણ આએ વદેરાનું શું કર્યે?

**ખુરશેદ**—એને આયે ઓરડામાં ધકેલી દે-પછી જે થવાનું હોસે તે થશે.

**કાવશ**—એમજ કર્યે (સોલીને) શેઠ તમે આએ ઓરડામાં થોડીવાર બેસો.

**સોલી**—બેસું? પણ મારા સસરાને તેડજો, સાસુને તેડજો, વાઇફને તેડજો, કાકા સસરા મામા સસરા ફુવા સસરા, સઉને તેડજો, માસી સાસુ, કાકી સાસુ--

**ખુરશેદ**—સઉને તેડશું-તું મરની અંદર.

(સોલીને બેઉ જના અંદર ધકેલી દે છે અને બારણું બંધ કરે છે.)

**કાવશ**—હવે હું અંદર જાવુંછ, તેટલાં તું સટકી જા.

**ખુરશેદ**—નહી બેરાદર, હું તો ચાહે પીનેજ જવશ.

**કાવશ**—અરે પણ પકડઈ જશે તો તાલકું સેકઈ જશેની.

ખુરશેદ—હવે ચાહે પીને જવશું; એમ તુ અદેખો શું થાયછ જો?

કાવશ—હું કહાં આએ જંજાલમાં પડયો?

[બહેલીભાઈ આવે છે.]

બહેલીભાઇ—ચાલોની છોકરાઓ, એમ લોકઈ શું ગનોછ? લે, આવો.

કાવશ આય આપરા સોલીભાઈ શરમાયા કરેછ (મનમાં) તદનજ સરમાઉ ઝાડ છે.

બહેલીભાઇ—નહીં બા; એમ શરમાઇએ નહીં, જાઓ પેલી જીલુ તો તમારે વરેજ પુછ્યા કરેછ. જા, બાવા, જા, ને કાવજીબા તુંબી જા.

ખુરશેદ—હાજી, જઇએછજી, આવો કાવશજીબા.

કાવશજી—ચાલો—ખુદા માલુમ ઉડરો કેઇ તરફ બેસશે?

(કાવશ અને ખુરશેદ જાય છે.)

બહેલીભાઇ—છોકરો તો હીરા જેવો છે, આપરૂં ઘેર શોભે તેવોજ મલી ગીયોછ, ને જીલુનેબી સુખી કરશે એમ લાગેછ. ખુદાની મેહરબાનીથી એવો છોકરો હાથ લાગોછ કે જોઇને જીવ–ખુશ–ખુશ થાયછ. (જીલુ આવે છે.)

જીલુ—પપા તમે નહિં આવતા? ચાહે થંડી પડેછની.

બહેલીભાઇ—આવુંછ—તાંહજ આવુંછ—હું એમ એમ પુછું કે આએ સોલી તુંને ગમયો કે?

જીલુ—ઓ વાયે પપા, એવું ઘેલું ગાડું શું પુછોછ જો?

બહેલીભાઇ—હું ઘેલું પુછુંછ તો તું ડાહયો જવાબ દે—તારો શું વીચાર?

જીલુ—મકુંજે તમારા દોસ્તદાર પેસતનજી સુબેદારે કેહલું કે તેવણનો દીકરો ડાહયો, ચબરાક ને હેન્ડસમ છે તે કેહલું કાંઇ ખોટું નહીં લાગતું.

બહેલીભાઇ—(મનમાં) ચાઆઆઆલો—ચોકડું બેસી ગીયું (મોટે) મનેબી એમજ લાગે છે.

જીલુ—પણ આવોની તાંહ–તમે તાંહ આવોછ કની?

**બહેલીભાઇ**—નહીં, મારૂં આવવાતું કામ નથી; તું જા ને કાવશ મોદીને કેહકે પપા નાક ટીપકી રમવા બોલાવેછ. તું તેટલાં જરા સોલી સાથે વાતે બેસજે.

**જીલુ**—પછી તે છે તે કરીને મને—

**બહેલીભાઇ**—અરે જારેજા–એમ બે પરોણા એખલા બેસી રહે તે સારૂં નહીં લાગે, દોડી જા તો મારી ડાહી દીકરી છે. (જીલુ દોડી જાય છે.)

**બહેલીભાઇ**—પેસુ તો ચેકેપઇ વકટલન જેવો છે, ને દીકરો તો મજાનો ઘેર શોભે તેવો નીકલ્યો. જાણે કાગડાને ઘેર ખણુતર જનમ્યું હોય તેવી વાત થઇ. (કાવશ આવે છે.)

**કાવશ**—કેમ બહેલીભાઈ શેઠ મને બોલાવ્યો?

**બહેલીભાઇ**—આપરી ગોઠવન ઉતી તે ભુલી કેમ ગીયો? હવે એ બે એખલાં પડશે ને વાતચીત કરશે તો મનનો ખુલાસો થઇ જશે?

**કાવશ**—મનનો ખુલાશો તો કયારનો થઈ ગીયો (મનમાં) ને કયારનું કાંતાનું કતેસરખી થઇ ગીયુંછ.

**બહેલીભાઇ**—છોકરો મજાહનો છે–તારૂં શું મત બેરાદર કાવશ?

**કાવશ**—હાજી લાગેછ તો મજાહનો (મનમાં) ડોસોબી કેઠો પુરો ચકરઇ ગીયોછ.

**બહેલીભાઇ**—એ તો માણુસનાં પગલાં પરથી પરખાયે કે ભલો કે ભુંડો.

**કાવશ**—હાજી, પગલાં પરથી પરખાય (મનમાં) હું તો કયારનો પારખી ચુકો.

**બહેલીભાઇ**—હું તો માણુસને મોહડાં પરથી પારખું કે કેવો છે.

**કાવશ**—(મનમાં) ડોસાની પારખણ શકતી ઘણી તીક્ષણ લાગેછ (મોટે) તમે સમજદાર માણુસ તે પારખી શકો.

(પેસતનજી સુબેદાર આવે છે.)

**પેસતનજી**—કેમ મારા વેહવઇ શું કરોછ? મામલો કેમ ચાલેછ?

**કાવશ**—(મનમાં) મામલો તો ચાલેછ; પણ તરાપો દુબી ગીયો.

**બહેલીભાઇ**—દોસ્તુ પેસી સુબેદાર, તારો દીકરો આયો ને મને ગમયો મારી દીકરી જીલુનેબી ગમયો, ને આએ આપરા કાવશ મોદીને બી ગમયો.

**પેસતનજી**—તો કાંય નહીં ગમે? સઉને ગમે તેવો છે; એ તો પાંચ હજારમાં એવો એકજ છોકરો હોય.

**કાવશ**—(મનમાં) ખરેખરપાંચ હજારમાં એવું વંડોરૂં તો એકજ હોય.

**બહેલીભાઇ**—ખરી વાત છે, એવો છોકરો બધાને ગમે! ને ટીપ ટોપ કેવો ફરેછ, એની આયે હેટ જોઇનેજ લાગે કે છોકરાનો ટેસટ સારો છે.

**પેસતનજી**—(હેટ જોઇને મનમાં) એ અંગ્રેજી તોપી કહાંથી આવી? ઘેરથી સોલ નીકલયો ત્યારે તો જુનો ફેંટો પેહરેલો. કેંહેથી હેટ ચાઉ કરીને લાયોછ કે કેમ? (મોટે) પણ મારો સોહલ કહાં છે? અહીં દેખાતો નથી.

**બહેલીભાઇ**—મારી જીલુ સાથે ડાઇનીંગ રૂમમાં બેસીને વાત કરેછ.

**પેસતનજી**—એહત તેરીકી! તીરીરીરીતીતી—તીરીરી તીતી (પેસતનજી નાચે છે.)

**કાવશ**—(મનમાં) અરર દીકરાના જેવોજ બાપબી ચાકલેટ છે.

**બહેલીભાઇ**—એ તું એમ શું કરેછ જો? વાંદરાની કાની નાચેછ શાનો?

**પેસતનજી**—મારાં ઘેરમાં વહુ આવવાની છે તેની ખુશાલીમાં હું નાચું નહિં. નાચું તો શું પણ હું જો જુવાન હોતે તો ડબલ સોમેર-સોલટની ગોલાંટ ખાતે.

**કાવશ**—(મનમાં) હવે ગોલાટ ખાવાનોજ વખત આયોછ—દીકરા—જરા થોભ.

પેસતનજી—કાવશભાઇ તુબી મારી સાથ નાચ, આએ ખુશાલીનો વખત છે.

કાવશા—હા જી હા-ખુશાલીનો વખત છે-હુંબી નાચુછ.

પેસતનજી } (નાંચતાં) તીરીરીરી તીતીતી-તીરીરીરી તીતી.
કાવશા }

પેસતનજી—બહેલીભાઈ વેહવઈ, તમેબી અમારી સાથે નાચો, મજાહ પડશે.

બહેલીભાઇ—શું નાચે? ઘરડે ઘડપણુ મારાં કાંહ વરસ વેચાવેછ.

કાવશા—(બહેલીભાઈના કાનમાં) બહેલીભાઈ શેઠ વેહવાઇનો સખુન રાખો-જરા કુદકા મારોની, એમાં શું મોટી વાત?

પેસતનજી—ચાલો-ચાલો-બહેલીભાઈ શેઠ આવી જાઓ. હું તદનજ શુરપર ચહડયોછ.

રતનશાહ—લે બા, હું બી તમારી સાથે ગધેડો બનુંછ.

પેસતનજી }
કાવશા } (નાચતાં નાચતાં) તીરીરીરીરી તીતી-તીરીરીરી તીતી.
બહેલીભાઇ }

## ગાયન ૪ થું.

પેસ્તનજી—ખુશી થઇને કુદો નાચો
કાવસ—ભેજામાં એનાં પડયોછ ખાંચો
પેસ્તનજી—હા-હા-ગમત ઘણી પડશે
બધા—નાચો કુદો-નાચો કુદો.
પેસ્તનજી—મારો દીકરો જલદી પણુશે
કાવસ—મુર્ખ હવે ગધ્ધો બનશે
બહેલીભાઇ—હા-હા-મઝા કેવી પડશે?
બધા—નાચો કુદો-નાચો કુદો.

બહેલીભાઇ—હું તો આલબ્લેસ-બાગ લખાવશ
કાવસ- હા-જી-હુંબી સવારથી આવશ
બહેલીભાઇ—કરાવશું મોટી લાઇટ
પેસ્તનજી- બહેવાઇ ના થાઓ "એસ્કાઇટ"

( કોરસ )

પેસ્તનજી- હું તો જલદી થવશ બપાવો
બહેલીભાઇ- પહેલાં હું તો બનશ મમાવો
કાવસ મનમાં ના ખાવો માવો-અંદર છે બીજો છાવો
પેસ્તનજી હું તો પીવસ હવે બ્રેન્ડી, વિસકી,
પોર્ટવાઇન, શેરી, ચંપીન
બહેલીભાઇ- બન્યા હવે આપણે વન-વહેવાઇ
કાવસ- ખુદા જાણે કોણ બનેછ જમાઇ
પેસ્તનજી પકડશ હાળી-ખુશી ખુશાલી-દઇ દે તાલી
કાવસ—વાહ! મવાલી!
બધા- નાચી, કુદી, ખુશીથી ગાવો.

( ખુરશેદ અને જીલુ આવે છે, તેમને નાચતાં જોઇને અજબ થઇને ઉભાં રહી જાય છે ત્રણે જણા નાચતાં અટકી જાય છે. )

બહેલીભાઇ—અરે વાહરે, તમે એક બીજા સાથે પ્રોતાઈબી ગીયા કે?

પેસતનજી—( કાવશને ) એ આએ છોકરો કોણ?

કાવશ—કોણ જાણે-હું નહીં જાનતો ( મનમાં ) હવે બંબગોળો ધરાર કરતો ફુટશે.

પેસતનજી—( કાવસને ) પણ મારી વહુ સાથે એ સાનો હસી હસીને વાત કરતો હોશે?

**કાવશ**—કોણ જાણે? એ કાંયે હસીને વાત કરતો હોશે? (મનમાં) તારે નામે રડવાનો હવે વખત આવી લાગેછ.

**બહેલીભાઇ**—આવ દીકરા સોલી, તારા પપા પેસ્તનજીભી આવી લાગાછ.

**ખુરશેદ**—(મનમાં) પપા પેસતનજી! માર્યા ઠાર, હવે આબરૂના કાકરા થવાના.

**પેસતનજી**—(બરાડ પાડીને) પણ એ છે કોણ? એ છોકરો કોણ છે?

**બહેલીભાઇ**—કોણ વળી તારો દીકરો, એ એમ શું ધનક લાયોછ?

**પેસતનજી**—એ કઇ મારો દીકરો નથી.

**રતનશાહ**
**જીલુ** } નહીં! તાહરે એ કોણ?

**સોલી**—(ઓરડાનું બારનું થોકીને અંદરથી.) બારનું ઉઘાડો. મને બહાર કહાડો.

**પેસતનજી**—આએ મારા દીકરાનો અવાજ, એ કાંહાં છે?

**બહેલીભાઇ**—આએ ઓરડામાંથી અવાજ આવેછ. ઉભા રહો હું બારણું ઉઘાડું. (બહેલીભાઈ બારનું ઉઘાડે છે, સોલી બ્રાન્ડીની બાટલી લઇને છાકટ હાલતમાં લપેરા ખાતોબહાર આવે છે.)

**સોલી**—અમે તો રમતા પંચી આવ્યા કે બ્રાન્ડીકી બાટલી સાથે લાવ્યા.

**બહેલીભાઇ**—એ તારો દીકરો?

**સોલી**—ઝીહા–હું સોલીભાઈ–મારા બાવાજીનો બેટો–હું કરાંચીથી આયોશ–હું, શેકરી સાથે અદુખરૂં–મકું જે અડગરૂં–અરે કેવું એ અદરાવા આયોશ.

**જીલુ**—મરેરે ખરેખરૂં અડગરૂંજ છે.

**બહેલીભાઇ**—(ખુરશેદ તરફ હાથ કરીને) પણ તાહરો આયે કોણ? કોઈ મવાલી લુચ્ચો છે?

**કાવશ**—બહેલીભાઇ શેઠ તમે ઉશકેરાઈ ના જાવો, હવે ભરમ ખુલ્લો કરવો જોઇએ, હું તમુને બધુ સમજાવું.

(કાવશ, બહેલીભાઈ, જીલુ અને ખુરશેદ એક તરફ ઉભા રહી વાત કરે છે.)

**સોલી**—બાવાજી-ઓ મારા બાપુલ્યાજી-આએ ઓરડામાં આવો.

**પેસતનજી**—શું ધકેલા ખાવા તાહાં જાય?

**સોલી**—તાંહ કની તે બાટલુની દારી, અરે મકુઝે દારૂની બાટલી ઘણી છે, ઝરાઝરા પણુતાં ઝોરાંની સાલ પામરી, અરે સાલગરી, નહીરે સલામતી લઇએ.

**પેસતનજી**—તું દપટ નહિ પડતો?

**બહેલીભાઇ**—(ઉશકેરાઇને હાથ પગ અફાડીને) નહીં? હું કદી નહી કબુલ કરૂં, એવું બનેજ નહિ, એવું મને જોઇએજ નહિ.

**સોલી**—ઝોયુકેની? એને બીરાનડીન નહિ ઝોઇતો, એ બીકસી-બીસીક-મકુઝે વીશકી માગેશ.

**પેસતનજી**—તું મુંગો નહિ મરવાનો કે? અહીં બધી ઉઠલ પાથલ થઈ ગયેલી લાગેછને.

**બહેલીભાઇ**—ત્યારે એમ બોલની કે શુનાબઈ વેસુગરાનો ભાનેજ થાય ને મોટી દોલતનો વારસ છે. હવે બધી સમજ પડી.

**સોલી**—હવે એને સમઝ પડી હવે એ પીશબી ને આપુને પાશબી.

**પેસતનજી**—કેમરે એ બહેલા તું શું કેહછ?

**બહેલીભાઇ**—મોહનું સંભાલીને વાત કર, સીવીલીટી સમજેછ કે?

**પેસતનજી**—તેં મારા દીકરાને બોલાવ્યો ને આયો હવે એની સાથે તારી દીકરીને અદરાવવી જોઇશે.

**બહેલીભાઇ**—મેં તારા દીકરાને બોલાવ્યો, પન મેં એમ નહિ ધારેલું કે દીકરાને બદલે તું વાંદરૂં લઈ આવશે.

**સોલી**—ઝી હું વાંદરૂ નથી, હું માણસજાત છેવું. મણુસ્ય માત્ર છેઉં, આદમીનું બચ્ચું છેઉં. નહી માનો તો પુછી જોવ મારા બાવાજીને.

**પેસતનજી**—તું મને જવાબ શું આપેછ? મારા દીકરા સાથે તારી દીકરીને અદરાવેછકે નથી અદરાવતો?

**બહેલીભાઇ**—આવા છોકટા ઉજબખ સાથે મારી દીકરીને અદરાવસ એમ તું ઘડી ભરબી ધારેછ.

**પેસતનજી**—નહી?

**બહેલીભાઇ**—નહી!

**પેસતનજી**—નહી?

**બહેલીભાઇ**—નહી? (બેઉ એકમેકના આંગપર ધસે છે.)

**ખુરશેદ**—અરે અરે એમ નહિ કરીએ. પેસતનજી શેઠ તમારા દીકરાને લઈ જાવ ને ઘેરમાં સારી જગા નહિ હોય તો પાંજરાપોલ મોકલો જળ-માનુસ તરીકે જોવા ઘણા લોક આવશે.

**પેસતનજી**—હુ જાઉંછ-પન તારી ઉપર ફોઝદારી માંડશ! દેફેમેશન માંડશ ને બ્રીજ ઓફ પ્રોમીશ કેશ માંડશ! તેં મને ખોટી કબુલાત આપી.

## ગાયન ૫ મું.

**પેસતનજી**—દેખરાઉં તુને સીધો કાયદો
**સોલી**—ઓટલો ઉઠયાનું નથી સાહેબો
**ખુરશેદ**—ચપરે જાનવર
**કાવસ**—મુગો તું મર
**બહેલીભાઇ**—આ ઉલ્લુ સાથ દીકરી અદરાઉં?
**પેસતનજી**—તારા બાપ સાથેબી પરણાઉં
**સોલી**—એના બુઢા બાપ સાથ પરણું! છી! બે! ફુ!—
**જીલુ**—ધણી થતાનું કોઠું જોવ!
**સોલી**—મને છે શું?

કાવસ—વાંદરો છે તું
પેસતનજી—સમજેછ કે નહી?
બહેલીભાઇ—જરાબી નહી
પેસતનજી—અદરાવેછ કે નહી?
બહેલીભાઇ—કદીબી નહી
પેસતનજી—છે મારો દીકરો તો સુંદર
જીલુ—નરૂં જાણે કે જાનવર
ખુરશેદ—તારી પોત્તી સાથ હું તો ગોઠવાઇ જવશ
સોલી—તું મારી બૈરી સાથ અદરાય કેમ?
ખુરશેદ—આય એમ-એમ
બહેલીભાઇ—આવો ગર ગર તારો પોર્યો-
તેને શું જમાઇ હું બનાવું?
પેસતનજી—ચુપ મર નહી તો ખાશે ગારો
કાવસ—બેધરક હવે એને ચારો
સોલી—જોવની બાવાજી આય મને મારેછ મપારો.

કાવશ—જાઓ પેસી કાકા, જાઓ હવે, સોલીભઈ તમેબી સીધારો.

પેસતાનજી—ચાલ દીકરા આપરે જઇએ.

સોલી—શાલો બાવાઝી આએ ઓરડામાં થઇને ઝઇએ બે બાટલી ઉપારતા ઝઇએ. (પેસતનજી અને સોલી જાય છે)

કાવશ—આએ બેઉની મરજી છે ને તમારીબી ખાતરી થઇછ કે ખુરશેદ જેનટલમેન છે, ને સારી ગુજાસનો ખાનદાની છે. વાસ્તે એ લોકને સુખી કરો બહેલીભાઈ શેઠ.

બહેલીભાઇ—ઓલ-રાઈટ-! આયે ગડબડ ગોટાનું આવું સારૂં સેવટ આયું તે માટે ખુદાના હજારો હજાર શુક્ર કરવાના છે.

(ટાબલો.)

# કરાણીની પાક ખોરદેહ અવસ્તા.

## તમામ પાક ખોરદેહ અવસ્તા.—સર્વે બંદગીના સાર સાથે.
## કીં. રૂ. ૧ાા.

**સાઇઝ પા×૩ાા ઇંચ, કુલ્લે પાણું ૧૦૧૭.**

**પચ્ચીસ** યશતો, ત્રીસે રોજની સેતાયશ, ગુજરેલાંની યાદ માટે ભણવાનો સતુમનો કરદો, ફરામરઓતનો હા તથા ગાથાના પાંચે હા, એકવીસ મોનાજાત, વગેરે બંદગીનો **સંપૂર્ણ સાર સાથે** સમાવેશ કીધો છે.

## પાક ખોરદેહ અવસ્તા.—કીં૦ બાર આના.

**સાઇઝ ૪ા×૨ાા ઇંચ, સત્તર યશતો—૬૩૨ પાણું.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત, હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેશત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, તીર, ખોરદાદ, ગોશ, આવાં, આસ્તાદ, ખોરશેદ, શીરોજા, અરશસંગ, નાની હોમ, અને વનંત યશ્તો સાથે કુલ **સત્તર** યશ્તો અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો આપ્યો છે.

## પૉકેટ પાક ખોરદેહ અવસ્તા.—સર્વે બંદગીના સાર સાથે.
## કીં૦ આઠ આના.

**સાઈઝ ૩×૨ ઇંચ, નવ યશતો—૬૯૦ પાણું.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેશત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, નાની હોમ અને વનંત યશ્ત મળી કુલ **નવ** યશ્તો, દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાના કરદાનો **સંપૂર્ણ સાર સાથે** સમાવેશ કીધો છે.

## વેસ્ટ-પૉકેટ પાક ખોરદેહ અવસ્તા.—સર્વે બંદગીના સાર સાથે.
## કીં૦ છ આના.

**સાઇઝ ૩ાા×૨ ઇંચ, પાંચ યશતો—૪૪૬ પાણું.**

ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજદ, અરદીબેહેશ્ત, સરોશ હાદોખ્ત, વડી અને વનંત યશ્ત મળી **પાંચ યશતો,** દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો **સંપૂર્ણ સાર સાથે** આપ્યો છે.

શુદ્ધ જોડણી, કાળા ટાઇપ, ચીવટ અને ગલેઝ કાગજ ઉપર છાપી, ફુલ કલૉથમાં મજબુત રીતે બાંધી ગીલ્ટ ઍમબૉસ કાપેલી અમારી સર્વ અવસ્તામાં અશો જરથોસ્ત સ્પીતમાન સાહેબનો ફોટો શરૂઆતમાં આપ્યો છે.

**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦, પારસી બજાર, કોટ, મુંબઇ**

સવલ પડતું દામ છતાં

# ઉત્તમ કામ

## એજ અમારો નીયમ છે.

## મુંજાશો નહી.

જે તમારાં ગમે એવાં મોઘાં દાટ કપડાં રંગભંગ વગરનાં
થઇ ગયાં હોય તો તે તુરતજ

# વીલીંડન કલીનીંગ એન્ડ ડાઇંગ

# વર્કસ કંપની

સવલ પડતાં દામ, છતાં ઉત્તમ કામ કરી આપનારૂં
માનીતું ખાતું છે તેને સોંપજો

તે

**તમને મનપસંદ અને સંતોષ થાય એવાં દરેક કામ ઇંગલન્ડમાં કેળવાયલા માલેકની જાતી દેખરેખ હેઠળ નવાં બનાવી આપશે.**

સુટ (ડ્રાઈ કલીનીંગ કરવાના) ... ૧-૦-૦
અને તેથી વધુ

સાડીઓ ગમે તે રંગમાં બનાવવાના ... ૧-૮-૦
અને તેથી વધુ

સુતરાઉ સફેદ કપડાંના ... ... ૦-૧-૬

તાત્કાલીક ડીલીવરી માત્ર ૨૪ કલાકમાં વધુ દામે આપવામાં આવશે.

**બહારગામના ઓરડરો પણ તુરત બજાવવામાં આવશે.**

**અમારૂં ઠેકાણું નોધી રાખશો.**

**સેન્ટ્રલ બેંકની સામે, નં. ૧૮, મેડો સ્ટ્રીટ, કોટ-મુંબઇ.**